# *બુધન બોલે છે*

બુધન સબર પશ્ચિમ બંગાળમાં ૧૯૯૭માં પોલીસ કસ્ટડીમાં ક્રૂર દમન, મારપીટથી મૃત્યુ પામ્યા બાદ વિમુક્ત–વિચરતી જનજાતીની સમાનવીય પરિસ્થિતિ અને એમાં પરિવર્તન માટે ભાષા કેન્દ્ર દ્વારા કાર્ય આરંભાયું. અંગ્રેજીમાં મુખપત્ર ‘બુધન’ ડીનોટીફાઇડ એન્ડ નોમેડીક રાઇટ્સ એક્શન ગૃપ (**DNT -RAG**) દ્વારા પ્રગટ થવા લાગ્યું. વિમુક્ત વિચરતી જનજાતિ તરફના અત્યાચાર સામે મહારાષ્ટ્ર, ગુજરાત, દિલ્હી, પશ્ચિમ બંગાળમાં મુકદમા લડાતા ગયા. બુધન થિયેટરથી આ જનજાતિઓના દર્દની કહાની દેશ અને દુનિયામાં યુવાકલાકારોએ રજૂ કરી. સામાન્ય વ્યકિત, વહીવટી તંત્ર અને રાજનીતિની ક્ષેત્રના લોકો આગળ નાટયરૂપે રજૂ કરી. ગુજરાત, મહારાષ્ટ્ર, રાજસ્થાન, મધ્યપ્રદેશ, દિલ્હી, કર્ણાટક વિગેરે રાજયોમાં સંમેલનો, ચર્ચાઓ, ઠરાવો, આવેદનપત્રો આપવાનું કાર્ય ૧૯૯૭ થી લઇ ૨૦૦૬ સુધી ચાલ્યું. ૧૯૯૮ થી આરંભાયેલ કલેશ્વરી મેળામાં વિમુક્ત–વિચરતી જનજાતીના રાજય અને દેશના લેખકો સારી એવી સંખ્યામાં આવ્યા. પાછલાં બાર વર્ષોમાં એક લાખ જેટલા લોકો આ મેળામાં આવ્યાનો અંદાજ છે. મુદ્રિત અને વિજાણુ માધ્યમોએ પણ આ પરિસ્થિતિને સમાજ આગળ રજૂ કરી બુલંદીથી ઉઠેલી માગણીઓના ફળ સ્વરૂપે વિમુક્ત–વિચરતી જનજાતી માટે એક કમિશન કેન્દ્ર સરકારે નિમ્યું. પછી ૨૦૦૬માં ટેકનીકલ સલાહકાર જૂથનો હેવાલ કેન્દ્ર સરકારને સોંપાયો.

વાત એટલે જ અટકી ગઇ છે.
આગળ ચાલશે ?
લોકોને ખરેખર કશું નક્કર મળશે?
બધાનો આધાર લોકો પર છે.

એક અવાજે આ વાત રજૂ કરી બળવાન પ્રયત્ન કરવાનો સમય આવી ગયો છે. આવી વાત સમજવા વિચરતા સમુહોનો વિવિધ લક્ષી આંદોલનની કેટલીક તારીખ, પ્રવૃત્તિ મારી જાણમાં હતી તે અહીં આપી છે. અંગ્રેજ સમયથી શરૂ થયેલ જુલમની આછી હકીકતો, ભૂમિકાને લખાણના આરંભે મુકી છે.

અંતે ટેકનીકલ સલાહકાર જૂથ ની ભલામણો લોકોની જાગૃતિ અને તટસ્થ ચર્ચા માટે સંક્ષેપમાં લીધી છે. આશા છે વિમુક્ત–વિચરતી સમુદાયોના આંદોલન અને તેમની આકાંક્ષાઓને સમજવા ઈચ્છતાઓ જિજ્ઞાસુઓને એક ચિત્ર અહીં મળશે. ૩૧ ઓક્ટોબર ૨૦૧૦ના રોજ દાહોદ મુકામે વિમુક્ત–વિચરતી જનજાતીઓના ચર્ચા સંમેલનમાં દેશભરમાંથી અનેક કાર્યકર્તાઓ, સમાજના હિતચિંતકો અને અનેક સમુદાયોના લોકો આવશે. આ સમુહોની દોઢસો વરસની પડતર સમસ્યાઓ, અનેક જુલમ, યાતનાઓના અંતનો અધ્યાય શરૂ થવાની આશા છે.

આ ક્ષેત્રમાં પાયાનું કાર્ય કરનાર શ્રીમતી મહાશ્વેતા દેવી, ડૉ. ગણેશ દેવી છે. બીજા મહાનુભાવોએ પોત–પોતાના પ્રદેશોમાં આ સમુદાયોના પ્રશ્નો ઉકેલ્યાં છે, તેની સામે ઝઝૂમ્યા છે. પણ પ્રશ્નના મૂળમાં જઈ એનો આખરી ઈલાજ કરવાનું કામ છેલ્લા બાર વર્ષમાં થયું. એમાં આ સમુહો ઉપરાંત ભણેલા, સરકારી તંત્રના વ્યક્તિઓ, રાજનિતિજ્ઞોના માણસને સ્પર્શીને પલટવાનો, એક સમાજ તરફ દોરવાનો પ્રયત્ન સાથોસાથ હતો.

૨૦૦૬થી અટકેલી વાતનો દોર આગળ ચાલે તો કશો અધિકાર કે ન્યાય દેશની વિમુક્ત–વિચરતી જનજાતીઓને મળશે.

## *વિમુકત અને વિચરતી જનજાતિના આંદોલનની તવારીખ*

વિમુકત વિચરતી જનજાતિને ૧૮૭૧ થી લઈ આજદિન સુધી જે વીત્યું છે. તેનો ન્યાય અપાવવા ભાષા કેન્દ્રે જે કાર્ય કર્યું તેનો હેવાલ લખવાના વિચારથી આ લખાણ આરંભ્યુ છે. સરકાર અને સમાજે કરેલ દમન, શોષણ અને અન્યાયને દૂર કરવા, વિચરતી જનજાતિઓને ન્યાય અપાવવા થયેલ મીટીંગો, સભાઓ, મેળાઓ, સંમેલનો, દેખાવોની પ્રાપ્ય વિગતો અત્રે પ્રસ્તુત કરવાનો પ્રયાસ છે.

ભારતમાં લગભગ છ કરોડ જેટલી વસ્તી ધરાવતી વિમુકત અને વિચરતી જાતિઓનો ઈતિહાસ જાણવા જેવો છે. તેનો ઈતિહાસ આવો છે. તે વિશે થયેલી કામગીરી કરાયેલ ભલામણો પણ જાણવા જેવી છે.

ઈ.સ. ૧૮૭૧માં અંગ્રેજી શાસનમાં ક્રિમીનલ ટાઈબ્ઝ એકટ – ગુનેગાર આદિજાતિ ધારો બન્યો એ પ્રમાણે અંગ્રેજ સરકારનો વિરોધ કરતી જાતિઓને ગુનેગાર ગણી કેસ ચલાવાયા. ૧૭૯૩માં ધારા ક્રમાંક – ૧૨ થી ઘણી વિચરતી જનજાતિઓને ગુનેગાર જાતિઓ ગણવામાં આવી. દિલ્હી અને ગઢવાલની વચ્ચેના પ્રદેશમાં રોહિલ ખંડ આવેલું છે. ઈ.સ. ૧૮૭૦માં રોહિલાખંડમાં રોહિલા યુધ્ધ થયું હતું. એ યુધ્ધમાં નિર્દય રીતે અનેક નિર્દોષ લોકોને લોહીયાળ હત્યાકાંડમાં મારી નાખી અંગ્રેજોએ રોહિલખંડ પર કબજો મેળવ્યો. પરિણામે બચી ગયેલા એ જાતિના લોકો પોતાના પ્રદેશ છોડી ફરતા થઈ ગયા ને ગુનેગારોમાં ગણાવા લાગ્યા. ઈ.સ. ૧૭૭૪ થી ૧૮૭૧ દરમ્યાનનો અંગ્રેજ શાસનનો જુલ્મી ઈતિહાસ આટલા બનાવોથી ભરેલો છે :

- અંગ્રેજો – મરાઠાઓનું યુધ્ધ
- મૈસુરનાં યુધ્ધો
- હોલકરની શરણાગતિ

- પેશવાઓની શરણાગતિ
- વેલ્લોરનો સિપાઈ બળવો – ૧૮૦૬
- બરકપુરનો સિપાઈ બળવો – ૧૮૨૪
- મૈસૂર – કૂર્ગ પર અંગ્રેજ શાસન
- સિંધ પ્રાત પર અંગ્રેજોનો વિજય
- શિખોનાં યુધ્ધો
- ઔંધ અને અન્ય રાજય ખાલસા થયાં
- ૧૮૫૭નો સંગ્રામ

૧૮૦૬ અને ૧૮૨૪ના બળવા કરનાર સિપાઈ અન્ય પ્રાંતોના હતા. ૧૮૫૭ના સંગ્રામમમાં અસંખ્ય લોકોને ફાંસી મળી, તોપને ગોળે ઉડાવવામાં આવ્યા.

૩૧ દુકાળ ઈ.સ. ૧૮૦૦ થી ઈ.સ. ૧૯૦૦ ની એક સદીમાં પડયા. અંગ્રેજ રાજના આંકડા પ્રમાણે બે કરોડ ચૌદ લાખ લોકો દુકાળનો કોળિયો થયા. વિચરતા થયેલા લોકોમાંથી કેટલાક નેપાળ ગયા. કેટલાક ખોરાકની શોધમાં જંગલો કે બીજા મુલકોમાં ગયા. એનો ચોકકસ માહિતી એકઠી કરવાનું કામ ઘણું અધુરૂં છે. ગાતા ફરતા ચારણ, ભાટ, લોકવાદક, વનવાસી, જાદુગર, વિચરતી ટોળકીઓ, મદારી, પ્રવાસી વૈદો, આ બધાને અંગ્રેજો ઓળખી શકતા નહોતા એટલે શંકાસ્પદ ગણાવા માંડયા. આપણે પણ તેમને આજ સુધી સમજી શકયા નથી. ભારત દેશના સમાજનો એ લોકો સાથેનો વ્યવહાર અંગ્રેજોએ એમની સાથે કર્યો હતો એવો લગભગ રહયો છે. વિમુકત વિચરતા થઈ ગયેલા લોકોમાંથી કોઈ હૈદરઅલી, ટીપુ સુલતાનની સેનામાંય હતા. ટીપુએ મહત્તા નામની જાતિ સાથે રાજકીય સંબંધો બાંધ્યા હતા. ટીપુની હાર પછી એ લોકોને ભાગી છૂટવું પડયું. તામિલનાડુ અને મહારાષ્ટ્રના બોયા, પેડડા, દોગા લોકોને બૌદર અથવા બેરડ તરીકે ઓળખવામાં આવે છે. પેશવા હેઠળના બેલગામનો બિદર રાજયે અંગ્રેજરાજ સામે બળવો કર્યો હતો. ૧૯મી સદીના આદિવાસી બળવામાં કેળવાયેલી આદિજાતિઓ પણ સામેલ હતી. તે વંશ પરંપરાગત ધંધા કરતી

હતી. બીજી જાતિઓ જેમનો વંશ પરંપરાગત ધંધો નહોતો, એમને શંકાસ્પદ ગણવામાં આવતા. એમનો અંગ્રેજોને ડર હતો. જૂના કાયદા અંગ્રજોને અધૂરા લાગતા ૧૯૧૦–૧૯૨૦માં નવા કાયદા મજબૂત રીતે ઘડયા. ૧૫૦ જેટલી જાતિઓને સમાવતું જાહેરનામું– નોટીફિકેશન – અંગ્રજોએ બહાર પાડયું. પારઘી, માછીમાર, લોકગાયક, ઓસડ કરતા વૈદ, જરીકામ કરનારા લોકોને અંગ્રેજ સરકાર સામે એમની ખુમારી બદલ ગુનેગાર ગણવામાં આવ્યા. અંગ્રેજ પોલીસને આ બધાને સજા કરવાનું શીખવવામાં આવતું હતું.

૧૯૫૨માં આપણી સરકારે ગુનેગાર જાતિની સૂચિ નાબૂદ કરી. એટલે એ જાતિઓ ડીનોટીફાઈડ કહેવાઈ. ૧૯૭૯ થી ૧૯૯૮ દરમ્યાન લોઢા જાતિના વિમુકત, વિચરતા જઈ થયેલા લોકોમાંથી કોઈ હૈદરઅલી, ટીપુ સુલતાનની સેનામાં  હતા.

૧૦૦ થી વધુ લોકોને સામૂહિક રીતે અલગ અલગ બહાને મારી નાંખવામાં આવ્યા. ૧૯૫૯માં ભારત સરકારે રીઢા ગુનેગાર ધારો – હેબીચ્યુઅલ ઓફેન્ડર્સ એકટ ઘડયો. પોલીસ શિક્ષણની સંસ્થાઓમાં આ જાતિઓને જન્મજાત ગુનેગાર છે એવું ભણાવવામાં આવ્યું. કોઈને જન્મજાત, પેઢીગત રીતે ગુનેગાર ગણી શકાય ?

હકીકત તો એ છે કે પોલીસે એમને બળથી ગેરકાયદે ગુનાઓમાં ફસાવી રાખી પોતાનાં ખીસ્સાં ભર્યાં. બંગાળમાં ખેરિયા, શબર જાતિ સાથે ખૂબ ક્રૂર વ્યવહાર થયો. ગુજરાત, મહારાષ્ટ્રમાં આવા ઘણા દારૂ ગાળવાનો ગેરકાયદે ધંધો કરે છે. એમના બાળકો શાળામાં જઈ શકતાં નથી. વિમુકત પારઘી જાતિની જવલનબાઈ નામે સ્ત્રી હતી. પોતાના બે બાળ કોના જન્મના દાખલા ન બતાવી શકી એટલે બેઉ બાળકો પોલીસે છીનવી લીધાં.

આવી જાતિના લોકોને અંગ્રજો છાવણીમાં બંધ કરી રાખતા મજૂરી કરાવતા. આજે પણ આપણા દેશમાં એમને સમ્માન મળ્યું નથી. તકો મળી નથી. એટલે ગેરકાયદે ધંધામાં મજબૂર થઈને વળગી રહયા છે. એમની સ્થિતિ સુધારી શકાય ?

આપણને આ સદીના અંતે મળેલી છેલ્લી તક છે – આપણે જાગીએ. રાજયની, સમાજની, સમાજના સમજુ લોકોની પણ કોઈ ફરજ છે કે ? સરકારોએ કરી કરીને આટલું કર્યુ કે એમાંના કોઈને અનુસુચિત જાતિ, અનુસુચિત જનજાતિ તો કોઈને પછાત જાતિમાં સમાવી લીધા. હજુ ઘણી આવી જાતિઓ ઉપરોકત ત્રણ વર્ગોની બહાર છે. એમનું શું ?

ખાનદેશ, નર્મદાકાંઠો અને પંચમહાલના ભીલો અંગ્રેજો સામે લડયા હતા. રીઢા ગુનેગાર ધારા પ્રમાણે એમને છાવણીઓમાં રહી વેઠ કરવી પડતી. રોજ વારંવાર પોલીસ સામે જઈ હાજરી પુરાવવી પડતી. હજુ આજેય ઝાઝો ફેર પડયો નથી.

ભારતના વસતી ગણતરી વિભાગે વિમુકત અને વિચરતી જાતિની ગણતરી કરવા ખાસ વ્યવસ્થા કરવી જોઈએ. એમને આદિજાતિ પેટા યોજનાના લાભો આપવા જોઈએ. વિશેષ અધિકારોની આ વાત નથી. આ લોકો દેશને આઝાદ કરવા, સૌ પહેલાં ઝઝૂમેલા એટલે એ જાતિઓને, એ સમૂહોને ગુનેગારની ટીલી અંગ્રેજ શાસન ધ્વારા લગાડવામાં આવી. આપણા આ પ્રથમ સ્વાતંત્ર્ય સેનાનીઓને આજે આઝાદીના ૫૦ વરસ પછી કોઈ ફળ ચાખવા મળશે ? સમાજે પ્રાયશ્ચિત કરવાનો એક મોકો ઝડપી લેવો જોઈએ.

પ્રાપ્ય માહિતી પ્રમાણે આટલી વિમુકત વિચરતી જાતિઓ ગુજરાતમાં છે : બજાણીયા, ભાંડ–ભવૈયા, મદારી, નાથબાવા, કોટવાળતૂરી, લવારિયા, વણજારા, ચામઠા, થોરિયા– કમછડા, વિરપડા, સલાટ, લબાના, રાયકા, વાઘરી, વાદી, નટ, છારા, બાવરિયા, બનિયર, આ સિવાય પણ ઘણી જાતિઓ છે. સને ૧૯૨૪માં અંગ્રેજ સરકારે ગુનેગાર જનજાતિનp કાયVpdp k^pfp કર્યો હતો. એમાં આજની વિમુકત અને વિચરતી જનજાતિઓ– નટ, છારા, તુરી, બાવરીયા, વણઝારા, લબાના, વડર, વાઘરી વિ. ને ગુનેગાર ગણી હતી. મુંબઈ સરકારે ૧૯૪૯માં આ કાયદો દૂર કર્યો. પછી ડાૅ. કે.બી. અંત્રોલીકર, તે વખતના ધારાસભ્યના અધ્યક્ષપણા હેઠળ મુંબઈ સરકારે ૯ સભ્યોની સમિતિએ પૂર્વે ગુનેગાર ગણાતી આ જાતિઓના સામાજીક પુનઃ સ્થાપન માટે ૧૯૫૦માં કેટલીક મહત્વની ભલામણો કરી હતી. એમાં પૂજય

રવિશંકર મહારાજ એક સભ્ય હતા. એ ભલામણોનો આજે ભારતમાં અમલ થાય તો વિમુકત–વિચરતી જનજાતિઓનું ખરેખર ભલું થઈ જાય.

**અંત્રોલીકર સમિતિની કેટલીક ભલામણો :**

(૧) આ જનજાતિઓને પછાત વર્ગોની સગવડો ઉપરાંત વિશેષ સગવડો આપવી.

(૨) નોકરી ઉદ્યોગ જેવા કે કાંતણ, નળીયાં બનાવવા જેવી પાયાની જરૂરીયાતોના વ્યવસાયમાં સરકારે અન્ય સંસ્થાઓને તેમને મદદ કરવા તકો આપવી.

(૩) માધ્યમિક અને ઉચ્ચતર શિક્ષણની તકો પણ પ્રાથમિક શિક્ષણની જેમ આપવી.

(૪) ફરજીયાત પ્રાથમિક શિક્ષણ આ જનજાતિઓમાં આપવું.

(૫) તેમના ભાવિને ઉજળું કરવા એક બે રસ ધરાવતી વ્યકિતઓ, સરકારી અધિકારીઓવાળી જિલ્લા સમિતિ બનાવવી.

(૬) સ્લેટ, પુસ્તક લેખન સામગ્રી વગેરે આપી તેમના બાળકોને ભણતરમાં રસ લેતાં કરવાં.

(૭) આ જનજાતિઓમાં રહેઠાણ વિસ્તારોને વિશેષ સારવાર વિસ્તાર ગણવા. દસ વર્ષમાં તેમનું શિક્ષણ અન્ય વર્ગોની બરાબરીનું કરવું.

(૮) તેમના વિસ્તારોમાં જયાં ૨૦ બાળકો મળે ત્યાં પહેલું – બીજું ધોરણ શરૂ કરવું.

(૯) એમની વસતીમાં એમને અનુકૂળ હુન્નર શિખવવા.

(૧૦) વિશેષ સારવાર વિસ્તારમાં એક તાલીમી નિરીક્ષક શિક્ષક નિમવો. તેને વિશેષ ભથ્થાં આપવાં.

(૧૧) અગવડોને લીધે જે બાળકો દિવસે શાળામાં ન જતાં હોય તેઓ માટે રાત્રી શાળા ખોલવી.

(૧૨) આ શાળાઓમાં એજ જનજાતિની યોગ્ય વ્યકિતને શિક્ષક

બનાવવી. બે વરસ બરાબર પુરાં કરે તેને તાલીમ માટે મોકલવી.

(૧૩) ૬ થી ૧૪ વર્ષનાં છોકરાં છોકરી માટે શિક્ષણ ફરજીયાત કરવું.

(૧૪) બાળકોને ભણાવી ઉપલા વર્ગમાં મોકલનાર શિક્ષકોને પુરસ્કાર આપવો. આશાસ્પદ અને નિયમિત વિદ્યાર્થીને શિષ્યવૃતિ આપવી.

(૧૫) ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં પ્રાદેશિક સમિતિઓને આ જનજાતિમાં કાર્ય કરવા વિનંતી કરવી.

(૧૬) ભણેલાં છોકરાં છોકરીઓ મોટેરાંને ગામડે કુટિર ઉદ્યોગમાં મોકલવાં. અમદાવાદ, સોલાપુર, હુબલી, ગડબ, બીજાપુર, અંબરનાથમાં ઉદ્યોગ શાળાઓ સ્થાપવી.

(૧૭) અમદાવાદના શ્રમ વિભાગમાં છારા બાળકો માટે દરજી કામ, સુથારીકામના ભણતરમાં પુરતી જગ્યાઓ અનામત રાખવી.

(૧૮) આ જનજાતિનાં બાળકોને સમાજના અન્ય વર્ગોથી અલગ રાખવાનું વ્યવહારૂ કે ઈચ્છનીય નથી. છાત્રાલયોમાં આવા બાળકોને ૨૦% અગ્રતા આપવી. ૧૯૫૧–૫૨માં આવા દસ છાત્રાલયો ઉભા કરવા.

(૧૯) અભ્યાસ અને આનંદ, પ્રમોદનું આયોજન આ જનજાતિના વસવાટમાં કરવું. નોકરી માટે તેઓ યોગ્યતા મેળવે તેવા ભરપૂર પ્રયાસો કરવા. તાલીમી ધોરણે તેઓને કારખાના, મીલોના વ્યવસ્થાપકો, માલિકો સ્વીકારે તેમ કરવું. તેઓને આમાં અનામતની સુવિધા આપવી.

(૨૦) આ જનજાતિના શ્રમિકોને થાળે પાડવા વિશેષ જોગવાઈ કરવી.

(૨૧) અમદાવાદ, સોલાપુર અને હુબલીમાં તાલીમ અને ઉત્પાદનના કેન્દ્રો સ્થાપવાં. પ્રત્યેકમાં આ જનજાતિની ૧૦૦ વ્યકિતને નોકરી આપવી. તેઓને ઉદાર શરતે વેતન સહિત તાલીમ આપવી.

(૨૨) આ જનજાતિ જો સહકારી સંસ્થા કે ઉદ્યોગ ચલાવે તો તેના મંત્રીનો અડધો પગાર સરકારે આપવો તેમજ સહકારી મંડળીની શેરમૂડી માટે તેઓને ઉદાર ધીરાણ આપવું.

(૨૩) બાર વર્ષથી મોટી બહેનોને અનૂકુળ હુન્નરમાં તાલીમ શાળામાં તૈયાર કરવી.

(૨૪) આ જાતિઓને ખેડૂતરૂપે વસવાટમાં રહેવા સહાય કરવી. ખેતી ન કરનાર દેશ કુટુંબ દીઠ ગુંઠો અને ખેતી કરનારને ત્રણ ગુંઠા જમીન આપવી.

(૨૫) તેઓ માટે રહેઠાણ પુરાં પાડતી સંસ્થા રચવી. શકય હોય ત્યાં ગૃહ નિર્માણ મંડળીઓ રચવી.

(૨૬) તેઓને ઘરથાળ વિનામૂલ્યે આપવી આ વસાહતોમાં સરકારના શ્રમ વિભાગે કલ્યાણ કાર્યક્રમો કરવા આ જાતિઓને નીતિશિક્ષણ આપવું.

(૨૭) તેઓ માટે સરકારે પુનઃ સ્થાપન અધિકારી, ઉદ્યોગ અધિકારી નિમવા, સ્વૈચ્છિક સંસ્થાઓને આ જાતિઓના કલ્યાણમાં જોડવા સરકારે પ્રયત્નો કરવા. એવું ન થાય ત્યાં સરકારે પોતે તેવા પ્રયાસ કરવા.

(૨૮) નરોડા ખાતેની વસાહત જેવી વસાહતો બીજા ઠેકાણે ભાડા ખરીદી ધોરણે આપવા બાંધવી.

(૨૯) પૂર્વે ગુનેગાર ગણાતી જાતિઓની ખેતીની જમીન જો ખાલસા થઈ હોય, બીજાઓને અપાઈ હોય તો તે તેમને પાછી આપવી.

(૩૦) આ જનજાતિઓમાંથી એક એક સભ્ય સોલાપુર, બીજાપુર વગેરે સ્થળની પછાત વર્ગ સમિતિમાં નિમવો. એક સભ્ય રાજય પછાત વર્ગ બોર્ડમાં નિમવો.

(૩૧) કંજારભાટ કે છારા, પારઘી અને માંગગારૂડીને વિચરતી જાતિમાં ગણવા.

૧૯૪૯માં ઐયંગર સમિતિના હેવાલમાં વિમુકત જનજાતિઓની અધિકૃત

યાદી અપાઈ છે. ભારતમાંથી બ્રિટીશ સરકારે કરેલ ૧૯૩૧ની વસતિ ગણતરીમાં વિચરતી જનજાતિઓની યાદી અપાઈ છે તેને આધાર માનીને ચાલવાની જરૂર છે. વીસમી સદીના અંતે ખુલ્યો નવી ચળવળનો અધ્યાય

૧૯૯૬માં સાપુતારામાં આદિવાસીની મૌખિક પરંપરા, કલાના સંવર્ધન, અંકન માટેની એક કાર્ય શાળા ભાષા કેન્દ્રે યોજી હતી. એ પછી આદિવાસી કલ્પના અને આદિવાસી સમાજ વિશે બે કાર્યશાળાઓ ભાષા કેન્દ્ર વડોદરામાં યોજી હતી. એમાં ભાગ લેતાં આ કાર્યનું મહત્વ, સૂક્ષ્મતા સમજાયાં હતાં.

૧૯૯૭ના માર્ચમાં (વિમુકત વિચરતી જનજાતિ હકક રક્ષા સંઘ (DNT RAG) ની વડોદરામાં સ્થાપના થઈ.

૧૯૯૭માં છારાનગરમાં લેખક મિલન થયું શ્રીમતી મહાશ્વેતા દેવી, ભૂપેન્ ખખ્ખર, ગણેશ દેવી, ભગવાનદાસ પટેલ, કાનજી પટેલ, ભરત નાયક, ગીતા નાયક, વિશે છારાનગર સેટલમેંટમાં રચના પઠન અને ડી.એન.ટી. વિશે વકતવ્ય કર્યા.

૧૯૯૭ના ફેબ્રુઆરીમાં મિદનાપુર યુનિવર્સિટીમાં આદિવાસીના મૌખિક પરંપરાના સાહિત્ય અને કળા વિશે પરિસંવાદમાં ગયા હતા. ત્યાં શ્રીમતી મહાશ્વેતા દેવીને મળ્યા. સાથે ડાં. ગણેશ દેવી, ડાં. ભગવાનદાસ પટેલ, ડાં. નિરંજન રાજયગુરૂ હતા. એ જ વર્ષે માર્ચમાં ધુળેટીના દિવસે વડોદરામાં ભાષા કેન્દ્રે વેરીયર એલ્વીન વ્યાખ્યાન યોજયું. એ પછી તરત જ આદિવાસી સમુદાયોમાંના વિચરતી–વિમુકત એવી શબર જનજાતિના બુધનના પોલીસ કસ્ટડીમાં થયેલ મૃત્યુનો કોર્ટ કેસ ચાલી રહયો હતો. આવી કસ્ટડીમાંના વિમુકત વિચરતી જનજાતિની અનેક વ્યકિતઓ અગાઉ મૃત્યુ પામી હતી. નિર્દોષ વ્યકિતઓને ચોર, ગુનેગાર ગણતો આપણો સમાજ અને પોલીસ તંત્રનું સરકાર પૂર્વગ્રહયુકત વલણ ધરાવે છે. ક્રૂરતા આચરે છે. બુધનને પોલીસે ક્રૂર રીતે મારવાથી થયેલ મૃત્યુના દાખલા પર શ્રીમતી મહાશ્વેતા દેવી આ સમુદાયોને ન્યાય અપાવવા કોર્ટ કેસ કરી દઢ નિશ્ચય કર્યો હતો. એલ્વિન સ્મૃતિ વ્યાખ્યાન પછી

ડૉ. ગણેશ દેવી અને લક્ષ્મણ ગાયકવાડ તેમજ અનેક સંવેદનશીલ નાગરિકોની ઉપસ્થિતિમાં માર્ચ–૯૮માં જ વડોદરા મુકામે Denotified and Nomadic Tribes Rights Action Group (DNT-RAG) ની રચનાની ઘોષણા થઈ.
વિમુકત વિચરતી જનજાતિ હકક રક્ષા સંઘની સ્થાપનાથી ન્યાયની લડત આરંભાઈ.
' બુધન મુખપત્ર અંગ્રેજીમાં આરંભાયું.

૧૪ ફેબ્રુઆરી ૧૯૯૮ એ લુણાવાડા માર્કેટયાર્ડ ખાતે મિટીંગ થઈ. લોકોએ પોતાના સમુદાયોની માહિતી, આપવીતી સ્થિતિ વર્ણવી.

૨૭ ઓકટોબર ૧૯૯૮ એ એ.ટી.ડી. કોલેજ ખાતે, લુણાવાડામાં મધ્ય ગુજરાતના વિચરતા વિમુકત સમુદાયોની એક મીટીંગ થઈ એમાં ત્રણસો જેટલા લોકો મદારી, નટ, વાદી,વાઘરી, વણજારા, લુહારિયા, કાંગસિયા, નાયક, વિરપડા, તૂરી, સલાટ વિ. સમાજોમાંથી હાજર હતાં. મહાશ્વેતા દેવી, ગણેશ દેવી, સુરેખા દેવી ઉપરાંત સ્થાનિક નાગરિકો, નેતાઓ, સાહિત્યરસિકો ઉપસ્થિત હતા. આ સંમેલન દરમ્યાન આ સમુદાયોની કથનીઓ સાંભળવા મળી. પૂર્વગ્રહથી આ સમાજોને જે વેઠવું પડયું એનો ઈતિહાસ અન્ય લોકોને જણાવવાનું, વિમુકત સમુદાયોની હિંમત વધારવાનું કાર્ય ગુજરાતમાં શરૂ થયું.
શ્રીમતી મહાશ્વેતાદેવી બંગાળમાં શબરજન–જાતિનો કળામેળો યોજી તેમની જાગૃતિ, ઉત્થાનનું કાર્ય આજદિન સુધી છેલ્લાં ત્રીસ–પાંત્રીસ વર્ષથી એકલે હાથે ચલાવી રહયાં છે. આ સમુદાયો કળાકાર સમુદાયો છે, એમની સાથે ઈતિહાસે કરેલ અન્યાયકલંકને ંચિત ભૂંસવાનું કાર્ય શરૂં કર્યું. ઉપરોકત મિટીંગના છેડે વિવિધ જનજાતિઓની કલ્યાણ સમિતિઓ બનાવવામાં આવી. તેમની જનગણના, રહેવાનાં સ્થળ, વ્યવસાય, પ્રશ્નો વિ. જાણકારી માટે વિગતો એકઠી કરવાનું ઠરાવાયું.
વિચરતિ અને વિમુકત જનજાતિ હકકરક્ષાસંઘ (DNT-RAG) એ તરફથી યુ.એન. માનવ અધિકાર પંચને ઓકટોબર ૧૯૯૮માં શ્રીમતી મહાશ્વેતા દેવી, ડૉ. ગણેશ દેવી અને પ્રો. ગાયત્રી ચક્રવર્તી સ્પીવાકે ભારતના વિચરતા

**સમુદાયના ૬ કરોડ લોકોના માનવાધિકાર હનન બાબતે આવેદનપત્ર સુપ્રત કર્યુ.**

**૨ નવેમ્બર ૧૯૯૮ એ બજાણિયા ભીખાભાઈને દૂધી ચોરવાના આરોપસર ખેતરના માલિકે માર માર્યો અને એ મૃત્યુ પામ્યા. એમના માટે ભાષા કેન્દ્રે ન્યાય અપાવવા લડત માંડી. એમની વિધવાને કાનૂની સહાય, ન્યાય અપાવ્યાં.**

૧૩ ડીસેમ્બર ૧૯૯૮ **એ સંતરામપુરમાં ઝાલોદ,લિમખેડાના વિમુકત વિચરતી જનજાતિનાં ભાઈબહેનોનું સંમેલન એસ.પી.હાઈસ્કૂલ ખાતે થયું. ધારાસભ્ય માનસિંગ ભમાત, ઈન્દ્રવદન પરીખ વિ. સ્થાનિક નેતાઓ ઉપસ્થિત રહયા. ડૉ.ગણેશ દેવી, ડૉ. સુરેખા દેવી, દિલીપ ડિસોઝા હાજર ર હ ય ા હતા. ડીએનટી ભૂતકાળ અને વર્તમાન વિશે વકતવ્યો થયા. સ્થાનિક કાર્યકર્તાઓની જહેમતથી સંમેલન થયું હતું.**

૨૬ ડીસેમ્બર ૧૯૯૮ **એ મુજમહુડામાં વડોદરા ખાતે સંમેલન થયું. પ્રકાશયાત્રાનો કાર્યક્રમ કરવામાં આવ્યો. તેમાં મહાશ્વેતા દેવી, સુરેખાદેવી, લક્ષ્મણ ગાયકવાડ, વિ. ઉપસ્થિત રહી સંગઠન અને જાગૃતિ સંદર્ભે વકતવ્યો કર્યા. પોલીસે દમન અને સમાજ સરકારનાં પૂર્વગ્રહી વલણો મટાડવા અંગે ઠરાવો થયા.** આ દરમ્યાન છારાનગર, અમદાવાદ ખાતે એક વિચરતી અને વિમુક્ત જનજાતિના યુવાનોનું ગૃપ તૈયાર થયું. આ ગૃપે પશ્ચિમ બંગાળમાં થયેલ બુધન સબરના મોત બાદ એક નાટક તૈયાર કરવામાં આવ્યું. જેના આધારે આ ગૃપ દ્વારા દેશના ઘણાં બધા વિસ્તારોમાં નાટક દ્વારા વિચરતી અને વિમુક્ત જનજાતિના પ્રશ્નો અને સમસ્યાઓ મુકવામાં આવી. આ ગૃપ હાલમાં છારાનગર ખાતે સ્થાપિત છે અને તેઓએ અત્યાર સુધી વિચરતી અને વિમુક્ત જનજાતિના વિવિધ પ્રશ્નો ઉપર આશરે ૨૫ કરતાં પણ વધારે નાટકો તૈયાર કરવામાં આવ્યાં છે અને આ નાટકો દેશના ઘણાં બધા શહેરોમાં ભજવવામાં આવ્યા જેના કારણે દેશની પ્રજાને વિચરતી અને વિમુકત જનજાતિના લોકોનાં પ્રશ્નો વિશે સભાનતા થઈ અને તેઓ આ પ્રજાને એક સન્માનની નજરથી જોવા લાગ્યાં.

૧ ફેબ્રુઆરી ૧૯૯૮ **એ લુણાવાડા માર્કેટ યાર્ડમાં કલ્યાણ સમિતિઓની**

મીટીંગ થઈ.

લુણાવાડા પાસે લવાણા ગામ નજીક કલેશ્વરીના સ્થાનકે મહાશિવરાત્રી મેળો કરવાનું ઠરાવાયું એની તૈયારી અને જાણકારી માટે ત્રણ જૂથોમાં વિચરતી વિમુકત જનજાતિના ભાઈઓ સૌરાષ્ટ્ર, ઉત્તર ગુજરાત, મધ્ય અને દક્ષિણ ગુજરાત પ્રવાસે નીકળ્યા. એમણે વિચરતી જનજાતિઓને ડેરે ડેરે જઈ ત્રણસો જેટલા ઠેકાણે કલેશ્વરી મેળામાં આવવા નિમંત્રણ આપ્યાં. સંગઠનનું મહત્વ સમજાવ્યું. એની નોંધો, નામ સરનામાં ફોન વગેરે માહિતી સાથે તૈયારી કરી પ્રશ્નોની જાણકારી લીધી. પ્રવાસ ઉત્સાહ પ્રેરક અને સફળ રહયો.

૧૪ ફેબ્રુઆરી ૧૯૯૮ એ કલેશ્વરી મુકામે પહેલ વહેલો વિચરતી વિમુકત જનજાતિઓનો કળામેળો થયો. એમાં ત્રણ હજાર જેટલા લોકો આવ્યા. ડૉ. અજિત ઠાકોર 'જાગો' અંકનું વિમોચન કર્યું. ખેડબ્રહમા, જૂનાગઢ, અમદાવાદ, અમરેલી, વિરમગામ, ભૂજ, રાધનપુરથી કલાકારો આવ્યા હતા.

જૂન ૧૯૯૯માં 'જાગો'ના અંકનું પ્રકાશન થયું. તેમાં અંત્રોલીકર સમિતિએ (ઈ.સ. ૧૯૫૦ માં) મહારાષ્ટ્ર સરકારને સુપ્રત કરેલ ભલામણો કઈ કઈ હતી, તેની વિગતો પ્રગટ થઈ. આજેય એ માત્ર ભલામણો સ્વીકારાય તો, અમલ થાય તો ડી.એન.ટી.એસ. નું ભવિષ્ય સારૂં થઈ શકે.

૨૯ જૂન ૧૯૯૯ એ તેજગઢમાં ડી.એન.ટી. સમુદાયો માટે ચર્ચા સત્ર ગોઠવાયું. જેમાં ગુજરાતભરમાંથી પચાસ જેટલા પ્રતિનિધિઓ, કાર્યશીલોએ ચર્ચા વિચારણા કરી.

૪ ડીસેમ્બર ૧૯૯૯ એ દાહોદ ખાતે રળિયાતી ફળિયામાં ૪૦૦ જેટલાં ભાઈ બહેનોનું સંમેલન થયું. એમાં રતન કોડેકર, દક્ષિણ બજરંગે અને અનેક છારા યુવકોએ હાજર રહી અનેક લોકોને એકત્ર કરી છારાઓની સ્થિતિ વિશે જાણકારી આપી. પોલીસના વર્તન અંગે જાણકારી લીધી. ચર્ચા પછી ઠરાવો કરી સરકારી અધિકારીઓને આવેદન મોકલાયાં.

૧૬મી અને ૧૭ ડીસેમ્બર ૧૯૯૯ એ ભોપાલમાં ઈન્દિરા ગાંધી રાષ્ટ્રિય માનવ સંગ્રહાલય(IGRMS) અને ભાષા કેન્દ્રના સંયુકત ઉપક્રમે એક આંતરરાષ્ટ્રીય સંમેલનમાં ચર્ચાઓ થઈ. વિમુકત જનજાતિના કલાકારોમાંથી છારા, મદારી વિ. સમુદાયોની કળા રજૂઆતો થઈ. ડાં. કે. કે. ચક્રવર્તી, સીતાકાન્ત મહાપાત્ર, શ્રીમતી મહાશ્વેતા દેવી, ડાં. ગણેશ દેવી, એડવોકેટ રતન કોડેકર, દક્ષિણ બજરંગે, હેનરી સ્વાર્ઝ, હું એમાં ભાગ લેનારમાંથી હતા. 'વિમુકત વિચરતી જનજાતિઓની સામાજિક ઓળખ વિષયે વિસ્તૃત વકતવ્યો થયાં.

૧૫ ફેબ્રુઆરી ૨૦૦૦ એ શ્રીમતી મહાશ્વેતા દેવી, ડાં. ગણેશ દેવી, એડવોકેટ શ્રી રાજીવ ધવને રાષ્ટ્રીય માનવાધિકાર પંચને વિમુકત વિચરતા સમુદાયો વિશે આઠ સમસ્યાઓ પર વિગતવાર ભલામણો અમલ કરવા માટે લખી જણાવ્યું.

૪ માર્ચ ૨૦૦૦ એ આઈ.જી.આર.એમ.એસ. કલેશ્વરી મેળાને દૃશ્યશ્રાવ્ય રીતે અંકિત કરવામાં આવ્યું. મેળામાં તેમનો આર્થિક ખૂબ સહયોગ રહયો. ભવાઈ, નટ દોરડાંનો ખેલ, મદારી, સલાટ, વણજારા ભાઈ–બહેનોની કળા રજૂઆતો થઈ.આગલા વરસથી શરૂ થયેલી ડી.એન.ટી. બાળકો માટેની ચાર શાળાઓમાં આ વર્ષે આઠ શાળાઓ વધી

૨૦૦૧ માં કલેશ્વરી મેળો ભૂજના ભૂકંપના લીધે બંધ રહયો હતો.મૃતકોને અંજલિ આપી થોડા કાર્યકર્તાઓ છૂટા પડયા હતા.

૧૦–૧૧ સપ્ટેબર ૨૦૦૧ દરમ્યાન વડોદરામાં ડી.એન.ટી. સંગઠન કાર્ય વિશે ચર્ચા વિચાર વિનિમય થયાં.

૨૫ ફેબ્રુઆરી ૨૦૦૨ આઠ રાજયોમાં મુખ્ય સચિવો સાથે એન.આર.સી. થઈ એમાં રીઢા ગુનેગાર ધારો (HOA) ડી.એન.ટી. ને લાગુ પાડવો નહિ તેવું નકકી થયું.
ડી.એન.ટી. માનવાધિકાર ભંગ માટે હયુમન રાઈટ્સ વોચ સમિતિ બની. દેશના દરેક રાજયને રાષ્ટ્રીય માનવ અધિકાર પંચે ઠરાવ મોકલ્યો. માર્ગદર્શન કર્યુ કે ડી.એન.ટી.ને. પૂર્વગ્રહથી ગુનેગાર માની પકડવા કે મારપીટ કરવી નહિ.

૧૨ માર્ચ ૨૦૦૨શિવરાત્રી કલેશ્વરી મેળો ગોધરામાં બે દિવસ અગાઉ

**સાબરમતી ટ્રેનના અગ્નિકાંડ અને આસપાસ થયેલ કોમી હિંસાના લીધે બંધ રહયો હતો. કોમી શાંતિની પ્રાર્થના કરી એકત્ર લોકો વિખેરાયા હતા.**

૫ માર્ચ ૨૦૦૩ **કલેશ્વરી મેળો**
**ગુજરાત રાજય કાનૂની સેવા પ્રાધિકરણ તથા લોક અધિકાર પરિષદ યોજીત કાનૂની શિક્ષણ વિશે જાણકારી એડવોકેટ શ્રી પ્રદીપભાઈ ભટ્ટે વિચરતી વિમુકત જનજાતિઓના માનવ અધિકારોની વાત કરવા ગુજરાત લીગલ સર્વિસીઝ ઓથોરીટી, ગુજરાત હાઈકોર્ટ તરફથી મફત કાનૂની સહાય વિશે લોકોને તેમણે શું કાર્યવાહી કરવી તેની જાણકારી આપી.**
**ડૉ. ભરત નાટક, ગીતા નાયક, ડૉ. ભગવાનદાસ પટેલ, ડૉ. મહિપતસિંહ રાઉલજી, કનુખડદિયા, અરવિંદ જોશી, ફારૂક શાહ ઉપસ્થિત રહયા હતા. ગોધરાના મા. સિવિલ જજજ શ્રીમતી હેતાબેન પંડયા, લુણાવાડામાં સિવિલ જજજ શ્રી વ્યાસ, ડી.એ.આઈ.આઈ.સી.ટી.ના નિયામકશ્રી કૂડચેડકર, પંચમહાલ ગ્રામીણ બેન્કના ચેરમેન શ્રી સાઈનાકર તેમજ સહાયક પુરાતત્વ વિદ્ શ્રી ત્રિવેદી હાજર રહયા હતા.**

ઓકટોબર ૨૦૦૩ **ના અરસામાં ડી.એન.ટી. કમીશન બન્યું. ૨૦૦૫માં તેના ચેરમેન તરીકે શ્રી બાલકૃષ્ણ રેણકે નિમાયા.**

૬–૮ જાન્યુઆરી ૨૦૦૪ **દરમ્યાન ઈન્દિરા ગાંધી રાષ્ટ્રીય કલા કેન્દ્ર દિલ્હી ખાતે ભાષા કેન્દ્ર વડોદરાના સહયોગમાં ‘ સૌંદર્ય બોધ અને સર્જન : આદિવાસી કલ્પનાને સમજીએ એ વિષયે વિમુકત** જનજાતિઓની કળા અને **સર્જકતા વિશે લેખક, વિધ્વાનોને, સૈધ્ધાંતિક અને ઉદાહરણોમાંથી ચર્ચાઓ કરી.**

૧૮ ફેબ્રુઆરી ૨૦૦૪ **એ કલેશ્વરી મેળામાં ગુજરાત ભરના સાહિત્યકારોને આમંત્રવામાં આવ્યા. ચાલીસ જેટલા કવિ લેખકોએ હાજર રહી વિચરતી જાતિના કલાકારોની કળા નિહાળી પોતાની કૃતિઓનું પઠન કર્યુ. ડૉ. અજિત ઠાકોર, હરિશ મીનાશ્રુ જેવા અનેક સર્જકો પધાર્યા. કેન્દ્ર સરકારે નિમેલ ડી.એન. કમીશનના સભ્ય સચિવે ઉપસ્થિત રહી વિચરતી જનજાતિઓની સ્થિતિને પ્રત્યક્ષ નિહાળી લોકોએ પોતાના પ્રશ્નો વિશે તેમને આવેદનપત્રો આપ્યા.**

૧૮ ફેબ્રુઆરી ૨૦૦૪ એ મહિસાગર મંદિરથી મેળાની યાત્રા આરંભાઈ જેમાં હરિશ મિનાશ્રુ, અજિત ઠાકોર, જયેન્દ્ર શેખડીવાળા, ભગીરથ બ્રહમભટટ, ડાં. પીનાકી પંડયા અને વિદ્યાનગરથી ૫૦ વિદ્યાર્થીઓનું જૂથ આવ્યું હતું. ડી.એ.આઈ.આઈ.સી.ટી.ના વિદ્યાર્થીઓનું એક જૂથ મેળાની મુલાકાતે આવ્યું હતું.

૪ નવેમ્બર ૨૦૦૪ એ ડી.એન.ટી. કમિશન આગળ વિચરતી જનજાતિઓના ન્યાય રક્ષણ માટે ઘડવાના કાનૂનનો મુસધ્ધો કેવો હોવો જોઈએ તેની ચર્ચા તેજગઢ મુકામે એકાદેમીમાં થઈ.
આદિવાસી અકાદમી તેજગઢ ખાતે ગુજરાતના ૩૦ લાખ વિમુકત – વિચરતી જનજાતિના લોકોના પ્રશ્નોની ચર્ચા તેને રાષ્ટ્રીય વિકાસ નીતિનું રૂપ મળે તે માટે કરવામાં આવ્યું. એની રજૂઆતોના આધારે આવેદનપત્ર ભારતની સંસદ સુધી પહોંચાડવાનું વિચારાયું.

૮ માર્ચ ૨૦૦૫ એ કલેશ્વરી મેળો થયો. રાજયભરમાંથી અનેક લેખક કવિઓ આ મેળે આવ્યા. રઘુવીર ચૌધરી, બિપિન પટેલ, કિરીટ દૂધાત, મિનાક્ષી ઠકકર, સરૂપ ધ્રુવ, પ્રજ્ઞા પટેલ, દિવાન ઠાકોર, વિ. લેખકોએ હાજર રહી મેળો માણ્યો અને પોતાની રચનાઓનાં પઠન કર્યા. ૭મી માર્ચની આગલી સાંજે ગુજરાતભરમાંથી ૪૦ જેટલા
નવયુવા કવિ લેખકો આવ્યા ડાં. કેશુભાઈ દેસાઈ, રામચંન્દ્ર પટેલ, મંગળ રાવળ જેવા કવિઓએ રચના પાઠ કર્યા. ડાં. ભગવાનદાસ પટેલ, ડાં. નિરજંન રાજયગુરૂએ તેમજ વડોદરાના ‘અક્ષરા   સાહિત્ય વૃંદના લેખકોએ ઉપસ્થિત રહી મેળાની પૂર્વ સંધ્યાએ કવિ સંમેલનમાં ભાગ લીધો. આ પર્વે આગલા વર્ષની જેમ ‘બુધન થીયેટર ’તરફથી વિચરતી જનજાતિઓ વિશેનાં ત્રણ લઘુ નાટકો રજૂ થયાં. અનેક કલાકૃતિઓ સાથે મેર જનજાતિનો રાસ રજૂ થયો.

૨૧ થી ૨૩ એપ્રિલ ૨૦૦૫ એ ઈન્દિરા ગાંધી રાષ્ટ્રીય કલા કેન્દ્ર, દિલ્હી મુકામે વિચરતી જનજાતિઓનું રાષ્ટ્રીય સંમેલન થયું. ૫૦૦૦ જેટલા વિચરતી જાતિના પ્રતિનિધિઓ દેશભરમાંથી ઉપસ્થિત હતા. અનેક સત્રોમાં તેમના પ્રશ્નોની છણાવટ થઈ, માંગણીઓ વિશે વિવિધ ઠરાવો થયા. શ્રી બી.ડી. શર્માં,

મેઘા પાટકર, સોનલ માંનસિંગ અને અનેક બૌધ્ધિક, રાજકીય વિચારકો, કર્મશીલો ઉપસ્થિત રહયા. વકતવ્યો થયાં. દિલ્હીના જનપથ માર્ગ પર વિચરતી જાતિના પ્રતિનિધિઓએ પોતાના ઉપસ્થિત રાજધાની અને દેશના રાજકારણના ફલક પર પ્રભાવી રીતે રજૂ કરી માંગણીઓ અને ઠરાવો કર્યા હતાં.

૧૪ જાન્યુઆરી ૨૦૦૬એ ડી.એન.ટી.નું રાષ્ટ્રીય સંગઠન મજબૂત કરવા ચળવળને વિધિવત રૂપ આપવા અને ડી.એન.ટી. સમુદાયોને સામાજિક સુરક્ષા માટે કાનૂન ઘડવા વડાપ્રધાન કાર્યાલય સાથે વાર્તાલાપ કરવા માટે પૂર્વ તૈયારીરૂપે દિલ્હીમાં મીટીંગ થઈ.

૨૬ ફેબ્રુઆરી ૨૦૦૬ કલેશ્વરી મેળો શિવરાત્રીએ યોજાયો ભાવનગરથી સીદી કલાકાર જૂથ, સાબરકાંઠાથી વણજારા સમુદાયની ઘેર અને પંચમહાલી ભીલી નૃત્ય લોકોના મન હરી ગયાં. બહુરૂપી, ભવાઈના વેશો પણ આકર્ષક રહયા. વચવચમાં લોકોએ પોતાની સ્થિતિની ચર્ચા પણ મંચ પરથી કરી. મુન્શી પ્રેમચંદની વાર્તાઓ પરથી નાટય રૂપાંતર અમદાવાદના છારાનગરથી'બુધનથીયેટર'ના યુવાનોએ રજૂ કર્યા.

૧૦–૧૧ એપ્રિલ ૨૦૦૬ વડોદરામાં હેબીચ્યુઅલ ઓફેન્ડર્સ એકટ વિશે ચર્ચા થઈ. વિમુકત વિચરતી જનજાતિની હકક રક્ષાની ચળવળનું ભાવિ, ખેડૂત–આદિવાસી ડીએનટીના સમાન પ્રશ્ન, વિશે અનેક કર્મશીલો, તજજ્ઞોએ ચર્ચા કરી. વિચરતી જનજાતિઓ પર થતા અત્યાચારો દૂર કરવા અંગે ચર્ચા થઈ અને એમના સંરક્ષણ માટે ઘડવાના કાનૂન અંગે ચર્ચા થઈ.

સપ્ટેમ્બર–ડીસેમ્બર ૨૦૦૬ દરમ્યાન કેન્દ્ર સરકારના સામાજિક ન્યાય અને અધિકારીતા વિભાગે નિમેલ ડાં. ગણેશ દેવીના અધ્યક્ષપણામાં ડાં. રૂડોલ્ફ હેરેડીયા, ડાં. અજય દાંડેકર, ડાં. મીના રાધાકૃષ્ણ, ડાં. અનિલ પાંડે, શ્રી મોહમદ અસલમ, પ્રો. કાનજી પટેલ, ડો. કે.એમ. મૈત્રી, એમ કુલ આઠ સભ્યોના ટેકનીકલ સલાહકાર જૂથે પોતાનો અભ્યાસ પૂર્ણ હેવાલ કેન્દ્ર સરકારને તૈયાર કરી સોંપ્યો.

૬ જાન્યુઆરી ૨૦૦૭એ સેમિનાર વડોદરા મુકામે થયો. ડી.એન.ટી. પરિસ્થિતિની ચર્ચા સમુદાયના પ્રતિનિધિઓ અને કર્મશીલોએ કરી. આજ

મહિનામાં શ્રી રેણકે વડોદરા આવ્યા. તેમની સામે ડી.એન.ટી.ના કલ્યાણ માટે અવરોધ કરવા બદલ તેમને સવાલો પૂછાયા.

૧૬ ફેબ્રુઆરી ૨૦૦૭એ કલેશ્વરી મેળો થયો. દર વરસની જેમ નવા કવિ લેખકો આ મેળામાં આવ્યા. 'જાગો  અંકમાં ડીએનટી વિશે લખાણો પ્રગટ થયાં.

માર્ચ ૨૦૦૭ છાણી ફળીયામાં બજાણીયાવાસમાં મીટીંગ થઈ, માંગણીઓ દોહરાવાઈ. શ્રી રેણકેની નકારાત્મક ભૂમિકાની ચર્ચા કરી. શ્રી રેણકેએ કમીશન તરફથી સરકારને ડી.એન.ટી માટેની આર્થિક દરખાસ્તો સમયસર ન આપતાં ડીએનટી સમુદાયોના ભાવિને ભારે નુકસાન થયું તેની વિશદ ચર્ચા થઈ. અજય દાંડેકર, કે.એમ. મૈત્રી, જયા મહેતા, વિનીત તિવારી, હરિણેશ પંડયા, ઉમેદસિંગ વિ. હાજર રહયા.

૧૫/૪/૦૭ એ છાણી મુકામે વડોદરામાં મીટીંગ થઈ.

૩૦ એપ્રિલ–૧ મે ૨૦૦૭ એ દાંડી મુકામે ડી.એન.ટી અને આદિવાસી સાહિત્ય સંમેલન થયું. આ રાષ્ટ્રીય સંમેલનમાં સો જેટલા તજજ્ઞો, લેખકો, કલાકારો ઉપસ્થિત હતા. ઝારખંડ, મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ, ગુજરાત, છતિસગઢ, દિલ્હી વગેરે રાજયોથી લેખકો આવ્યા. ચર્ચા અને રચનાપાઠ કર્યા હતા.

૬/૭/૦૭ એ બેંગ્લોરમાં 'ઈકવેશન  એ વિમુત વિચરતી જનજાતિઓ : સામાજિક આર્થિક ઓળખ અને માનવ અધિકાર 'હનન  પર રાષ્ટ્રીય સ્તરે સમેલન કર્યુ. તેમા ૧૦૦ જેટલા કર્મશીલ, ચિંતક, સમાજશાસ્ત્રી મળ્યા હતા.

નવેમ્બર–૨૦૦૭માં હરિરામ મીણાની નવલકથા 'ધૂની તપેતીર  નું માનગઢમાં વિમોચન થયું. વણજારા સમુદાયના ગોવિંદગુરૂ અને આદિવાસી જાગરણ કર્યુ તેથી આદિવાસીઓ પર સ્થાનિક તેમજ બ્રિટીશ સરકારે જુલમ કર્યા. તે ૧૫૦૦ જેટલા અનુયાયીઓને મારી નાખ્યાં.

ફેબ્રુઆરી ૨૦૦૮ માં કલેશ્વરી મેળો થયો.

૨–૫ જાન્યુઆરી ૨૦૦૮ એ ઈન્દીરા ગાંધી રાષ્ટ્રીય કલા કેન્દ્ર (આઈ. જી.

એન. સી. એ ) ખાતે દિલ્હીમાં ''ચોતરો'' વિશ્વ આદિવાસી સાહિત્ય સંમેલન થયું. ૨૨ દેશ અને ભારતમાંથી ૧૨૦ વિધ્વાનો થયા. તેમાં સર્વક્ષેત્રોની દ્રષ્ટિએ ચર્ચાઓ થઈ.

૨૦૦૯ માં વડોદરા અને તેજગઢ મુકામે ' ચોતરો   સંમેલન થયું.
૨૯ ઓગષ્ટ ૨૦૧૦ એ છારાનગરમાં વિમુકિતદિન સંમેલન થયું. વિમુકત વિચરતી જનજાતિના અધિકાર ઝુંબેશ શરૂ કરવાની જાહેરાત થઈ. બંધ પડેલ ડી.એન.ટી. હક આંદોલનને નવા માળખાએ આગળ ચલાવવાનું જાહેર કર્યુ. ગુજરાતભરના ડી.એન.ટી. સભ્યોએ નવેસરથી નિર્ધાર કર્યો. નવલોહીયા લોકોએ પોતાની પ્રતિબધ્ધતા વ્યકત કરી. બે પુસ્તકોનું વિમોચન થયું.

(૧) બુધન બોલતા હે – દક્ષિણ બજરંગેની આત્મકથા અને નાટક
(૨) બુધન કે ગીતે – વૈશાખ રાઠોડની કવિતા

સપ્ટેમ્બર ૨૦૧૦ના ત્રીજા સપ્તાહમાં દિલ્હી યુનિવસીર્ટી DCRC, ACLALS, Delhi University  અને ભાષા કેન્દ્રના સંયુકત સહયોગથી ' ચોતરો   સંમેલન થયું.

૨૦ સપ્ટેબર ૨૦૧૦ લુણાવાડા મુકામે ખોડીયાર મંદિરના મેદાનમાં ૮૫ જેટલા ગુજરાતભરના ડી.એન.ટી. સભ્યોએ હાજર રહી. ૩૧ ઓકટોબરે ૨૦૧૦ એ રાષ્ટ્રીય સંમેલન કરવા ઠરાવ્યું. ,પ્રચાર માટે સ્થાનિક મિટીંગો, સંપર્ક આરંભ્યા.
એ પછી ૧૪ ઓકટોબર–૨૦૧૦ એ સંગઠન કાર્યની પ્રગતિ અને ડી.એન.ટી. સંમેલન ૩૧ ઓકટોબર માટેના આયોજન આરંભ્યુ. એવા ૭૦ સભ્યો હાજર હતા.

૩૧ ઓકટોબર ૨૦૧૦ એ દાહોદ મુકામે સ્પોર્ટસ મેદાન પર સિનિયર ઈન્સ્ટીટયુટમાં ત્રણ હજાર જેટલા ડી.એન.ટી. પ્રતિનિધિઓએ ટી.એન.જી. રીપોર્ટ ના સ્વીકાર માટે સરકારને રજૂઆત કરવા ઠરાવનાર છે. બીજા તબકકાના આ ડી.એન.ટી. આંદોલનમાં આગામી દિવસોમાં કેન્દ્ર સરકારને આવેદન અને રજૂઆત કરવાનું આયોજન થનાર છે. તેનો પ્રચાર અત્યારે

ભારતભરમાં **થઈ રહયો છે. જેથી આ સંમેલનમાં મોટી સંખ્યામાં લોકો ઉપસ્થિત રહે. ડીએનટી અધિકાર માટેની બીજા તબકકાની આ ચળવળ પર બધાની દૃષ્ટિ છે. શ્રીમતી મહાશ્વેતા દેવી,** ડૉ. ગણેશ **દેવી,** શ્રી અવિનાશ ગાયકવાડ**,** શ્રી લક્ષ્મણ ચવ્હાણ**,** શ્રી કાનજીભાઈ પટેલ વગેરે **સમાજચિંતકો આ સંમેલનને માર્ગદર્શન કરશે.**

## *વિમુક્ત-વિચરતી-અર્ધવિચરતી જનજાતિઓ માટેના કેન્દ્ર સરકારે નિમેલા ટેકનીકલ સલાહકાર જૂથ-૨૦૦૬ ની કેટલીક ભલામણો*

વિમુક્ત અને વિચરતી જનજાતિઓ અને અર્ધ વિચરતી જનજાતિઓની સમસ્યાઓનો હલ શોધવા કેન્દ્ર સરકારે ૨૦૦૬માં, પૂર્વે ૨૦૦૩માં નિમાયેલા કમીશન ઊપરાંત, ડૉ. જી.એન.દેવીના અધ્યક્ષપદે એક ટેકનીકલ સલાહકાર જૂથ નિમ્યું હતું. આ સલાહકાર જૂથે પોતાનો રીપોર્ટ ડિસેમ્બર ૨૦૦૬માં કેન્દ્ર સરકારને સુપ્રત કર્યો. આ સલાહકાર જૂથે આ જનજાતિઓની આખા દેશમાં લાગુ પડે તેવી વ્યાખ્યા કરી, તેમના પ્રશ્નો ઉકેલવા વિવિધ, સર્વગ્રાહી ભલામણો કરી હતી.

વિમુક્ત–વિચરતી જનજાતિઓ, અર્ધ–વિચરતી અને ગોપ જનજાતિઓને કયા સરકારી ખાતા હેઠાળ ગણાવી તેની ભલામણ કરી. અનુસૂચિત જનજાતિ હેઠળ ગણાતી વિમુક્ત–વિચરતી જનજાતિઓને આદિવાસી મંત્રાલય હેઠળ ગણવી. અનુસૂચિત જાતિ હેઠળ ગણાતા વિમુક્ત વિચરતા સમુદાયોને સામાજિક ન્યાય અને અધિકારિતા મંત્રાલય હેઠળ તેમજ એ સિવાયના સમુદાયોને સામાજિક ન્યાય અને અધિકારિતા મંત્રાલય હેઠળ ગણવા ભલામણ કરી.

સલાહકાર જૂથે સૂચવ્યું છે કે દેશની બધી વિમુક્ત–વિચરતી જનજાતિઓ, અર્ધ–વિચરતી જન જાતિઓની વસતિ ગણતરી કરવી.

***હક્કો, અધિકારો અને સુરક્ષા વ્યવસ્થા :***

૧. રીઢા ગુનેગાર ધારાને દેશનાં તમામ રાજયોમાંથી નાબૂદ કરવો.

૨. આ સમુદાયો વસે છે તેવા વિસ્તારોમાં માનવ અધિકાર રક્ષણ સેલ સ્થાપવા.

૩. વેઠપ્રથા, બાળમજૂરીમાંથી આ જનજાતિઓની મુક્તિ, પુનઃસ્થાપન

એક સ્વતંત્ર સત્તા મારફતે સુનિશ્ચિત કરવાં.

૪. પોલીસ દ્વારા આ મજબૂર જનજાતિઓને દારૂ ગાળવા જેવી પ્રવૃત્તિઓમાં જોતરવામાં આવે છે તેમાંથી આ જનજાતિઓને મુક્તિ અપાવી સ્વતંત્ર સત્તા મારફતે પુનઃસ્થાપિત કરવી.

૫. આ જનજાતિઓની મહિલાઓનું જાતિય શોષણ રોકવા ખાસ સેલની રચના કરવી.

૬. વ્યક્તિ આ જનજાતિની હોવાને લીધે શંકાના આધારે સમાજના વિવિધ ગુનાઓ માટે તેઓની અટકાયત કરતાં પોલીસ તંત્રને રોકવા માટે ભારતીય ક્રિમીનલ પ્રોસીજર કોડને યોગ્ય રીતે સુધારવો.

૭. આ સમુદાયોની સમસ્યાઓ અને હાલત પ્રત્યે સમાજમાં સંવેદનશીલતા, સમજદારી જગાડવા સરકારી રાહે વિશાળ પાયાપર ઝૂંબેશ શરૂ કરવી.

૮. અનુસૂચિત જનજાતિ, અનુસૂચિત જાતિઓના રક્ષણ માટે એટ્રોસીટી એક્ટ (અત્યાચાર રોકવાનો કાયદો) છે તેને વિમુક્ત–વિચરતી જનજાતિઓના રક્ષણ માટે પણ લાગુ પાડવો, જરૂરી ખાસ કાયદો ઘડવો. પોલીસ તંત્ર અને રાજયના અધિકારીઓ દ્વારા વિમુક્ત–વિચરતી જનજાતિઓ પર થતા અત્યાચારોને પણ આ કાયદામાં આવરી લેવા. ગુંડાધારા અને ભીખ વિરોધી ધારાના વિમુક્ત–વિચરતી જનજાતિઓ સામે થતા ઉપયોગને રોકવો. વિમુક્ત–વિચરતી જનજાતિ, અર્ધ વિચરતી જાતિ ની વ્યક્તિ જો આવા અત્યાચારનો ભોગ બને તો તેને નાણાંકીય વળતર આપવું.

૯. આજીવિકા માટે પ્રાણી–પંખી પાળતી વિમુક્ત–વિચરતી જનજાતિઓ, અર્ધ વિચરતી જનજાતિઓ સામે વૈકલ્પિક રોજી તેઓને ન અપાય ત્યાં સુધી પ્રાણીક્રૂરતા ધારો તેમની સામે ન લાગુ પાડવામાં આવે.

૧૦. વિસ્થાપિત થતી વિમુક્ત-વિચરતી જનજાતિઓને જમીન સ્વરૂપે વળતર આપવું.

૧૧. શહેરોમાં વિવિધ ઝૂંબેશોના નામે તોડવામાં આવતી વિમુક્ત-વિચરતી, અર્ધ-વિચરતી જનજાતિઓની વસાહતો તૂટે તો પુરતું વળતર આપવું. તેઓનું વૈકલ્પિક પુનઃસ્થાપન પણ કરવું.

***વિસ્થાપિત ન કરવાની ખાતરી અને નુકસાની વળતરનાં ધોરણો :***

૧. વિમુક્ત-વિચરતી જનજાતિના પુનઃસ્થાપન વખતે ઘરથાળ, ઘર અપાય તેની સાથે તેમના પ્રાણી-પક્ષી ઉછેરની જગા પણ આપવી. પાણી અને અન્ય જરૂરીયાતો ઉપરાંત તેમની આજીવિકા ચાલે તેટલી જમીન પણ પુનઃસ્થાપન વખતે આપવી.

૨. પુનઃસ્થાપન અંગેના પટ્ટા પુરૂષો અને સ્ત્રીઓની સંયુક્ત માલિકીમાં જ આપવા.

૩. પુનઃસ્થાપના કરતી વખતે આ જનજાતિઓની આજીવિકા પર થતી વિપરીત અસરને અને પુનઃસ્થાપનથી થનાર ગેરલાભોના સ્પષ્ટ અંદાજનો ખ્યાલ કરવો.

૪. આજકાલ શહેરોમાં થતી તોડ-ફોડ (ડિમોલીશન)ની ઝૂંબેશોમાં વિસ્થાપિત થતી વિમુક્ત-વિચરતી જનજાતિઓને આપવાના વળતરનાં ધોરણો નક્કી કરવાની જરૂર છે.

૫. નિવાસના હક્કોને નુકસાન વળતર ચૂકવતી વખતે ધ્યાનમાં લેવા. જમીન દસ્તાવેજ, પૂરાવાની ગેરહાજરીમાં નિવાસના હક્કને માન્ય ગણવો.

૬. 'વિમુક્ત-વિચરતી જનજાતિઓ માટેનો પુનઃસ્થાપન ધારો' ઘડવાની જરૂર છે. આવા ધારામાં પ્રાણી ઉછેર માટે પૂરતી જગા સહિતનાં રહેઠાણો ફાળવવાની જોગવાઈ હોય, પાણી અને બીજી

જરૂરિયાતોની જોગવાઈ હોય, ખેતી માટે જમીન જેના પર તેઓ ટકી શકે અને ક્રમશઃ તેમાં તેઓને પ્રાથમિક ધંધો મળી રહે.

૭. વિમુક્ત, વિચરતી, અર્ધ–વિચરતી જનજાતિઓને અપાનાર વળતરનાં ધોરણો જૂથ લક્ષી રાખવાં.

- સામાન્ય ખેતીમાં કે અન્ય વ્યવસાયોમાં સ્થિર થયેલા માટે
- હજુ વિચરતી જીવનપદ્ધતિ વાળા હોય તેમને માટે

***ચૂંટણી સંબંધી અધિકારોનું રક્ષણ અને મોબાઈલ વોટિંગ પદ્ધતિ :***

૧. પોતાનો મતાધિકાર પ્રયોજી શકે તે માટે વિચરતી જનજાતિઓને મોબાઈલ વોટિંગ કાર્ડ આપવાં. આવાં કાર્ડ વિચરતી જનજાતિની હરફરના સમગ્ર માર્ગ–વિસ્તારોમાં માન્ય રખાશે. આવા મત પછી નિયત વિસ્તાર અને મતવિભાગોમાં ગણતરીમાં લેવાશે.

૨. વિમુક્ત, વિચરતી જનજાતિઓને મતાધિકાર આપવા માટે ખાસ ઝૂંબેશ ચૂંટણી પંચે ઉપાડવી જેથી સમયબદ્ધ રીતે આ સમુદાયોના સભ્યોને મતદાર ઓળખપત્રો આપી શકાય અને આ સમુદાયોના સભ્યો પોતાના મતાધિકાર પ્રયોજી શકે.

***જંગલ, ચરાણ અને આવ-જા ના હક્ક :***

૧. જંગલ ઉપરના અધિકારો, ચરાણના અધિકારો અને જંગલ–ગૌચરમાં આવ–જા ના અધિકારો જે ગોપ–કૃષક જન જાતિઓ રાજયોની સીમાઓની પારના હક્કો ભોગવે છે, એ ઘેટાં, ઊંટ, બકરી, યાક અને ભેંસ તેમજ બીજાં પ્રાણીઓ, મધમાખીઓ, પક્ષીઓ અને જીવજંતુઓ પર નભતા આ સમુદાયોના ઉપરોક્ત અધિકાર સુનિશ્ચિત કરવા. આ પ્રક્રિયા શરૂ કરવા અનુસૂચિત જનજાતિ (જંગલ પરના હકનો સ્વીકાર) નો કાનૂન, ૨૦૦૬ને ગોપ–વિચરતી જનજાતિઓ અને ભારતીય વન કાનૂન અને વન્ય જીવન રક્ષા કાનૂન પર પુર્નવિચાર કરવો અને એને એવી

રીતે સુધારવો જેથી આ સમૂદાયો ગૌચરના અધિકારી કે વનના અધિકારી દ્વારા પરેશાન ન થાય.

૨. ગૌચરજમીન વિકાસ બોર્ડ સ્થાપવું એમાં આ સમુદાયોનું યોગ્ય પ્રતિનિધિત્વ હોય. દરમ્યાન અત્યારના ગૌચર વિસ્તાર ગોપ કૃષક સમુહો માટે આરક્ષિત કરવામાં આવે.

***અધિનિવાસ અને જન્મ પ્રમાણપત્ર આપવા અંગે :***

૧. નિવાસ અને જન્મ પ્રમાણપત્ર મેળવવામાં આ જનજાતિઓને મુશ્કેલી પડે છે. ખાસ તો અધિનિવાસ પ્રમાણપત્ર મેળવવામાં ભારે મુશ્કેલી પડે છે. આ પ્રમાણપત્રો આપવાનું સરળ કરતી જોગવાઈ કરવી જે અધિકારી આવાં પ્રમાણપત્રો ન આપે તેમને પ્રસ્તાવિત અત્યાચાર વિરોધી ધારા હેઠળ સજા કરવામાં આવે.

૨. જન્મ, અધિનિવાસ કે અન્ય કોઈ પ્રકારનાં પ્રમાણપત્ર કે જેની જરૂર વારસાગત હક્કો અને બંધારણીય અધિકારોના રક્ષણ માટે પડતી હોય તેની બધી જવાબદારી સ્થાનિક વહીવટીતંત્રની નક્કી કરવામાં આવે.

***મહિલાઓની સુરક્ષા :***

૧. વિમુક્ત અને વિચરતી જનજાતિની મહિલાઓના હક્કની બાબતો અને અધિકારો માટે રાષ્ટ્રીય મહિલા આયોગ અંતર્ગત વિશેષ સેલ ઉભો કરવો.

૨. પ્રસ્તાવિત વિમુક્ત અને ઘુમન્તુ જનજાતિ આયોગમાં વિમુક્ત–વિચરતી જનજાતિની મહિલાઓના અધિકારો અને હક્કની બાબતોના રક્ષણમાટે મહિલા સેલ ઉભો કરવો.

***લોકશાહી સંસ્થાઓમાં વિમુક્ત વિચરતી જનજાતિઓનું પ્રતિનિધિત્વ :***

- સંસદના બંને ગૃહો સમેત લોકશાહીની બધી સંસ્થાઓમાં આ સમુદાયોનું યોગ્ય પ્રતિનિધિત્વ સુનિશ્ચિત કરવું.

### *આજીવિકા અને સલામતિ :*

૧. રાષ્ટ્રીય ગ્રામીણ રોજગાર ગેરંટી યોજનાની જોગવાઈઓ તાત્કાલિક રીતે વિમુક્ત વિચરતી અને અર્ધ–વિચરતી જનજાતિઓ જ્યાં પણ હોય ત્યાં પૂરી પાડવામાં આવે.

૨. 'વિમુક્ત–વિચરતી જનજાતિ વિકાસ સત્તામંડળ'ની સ્થાપના થાય. આ સમુદાયોની ઉપિસ્થિતિ મોટા પ્રમાણમાં જ્યાં પણ હોય ત્યાં આ સત્તા મંડળની શાખાઓ સ્થપાય. આ સત્તા મંડળ

- આ સમુદાયોની આજીવિકામાટેની યોજનાઓ શરૂ કરવા અને પૂર્ણ કરવા સુધી એક બારી પદ્ધતિએ કાર્ય કરે.
- નજીવા વ્યાજદરે આ સમુદાયોને નાણું આપે
- સાહસિક તાલિમો અને સાહસો સ્થાપવા પ્રાથમિક મૂડી પૂરી પાડે.

૩. ગ્રામીણ, અર્ધશહેરી અને શહેરી વિસ્તારોમાં બનતાં ધંધાકીય સંકુલોમાં આ સમુદાયો માટે ૧૦% જગા આરક્ષિત કરવી. આ સ્થળોએ નાનાં સાહસો શરૂ કરવા માટે આ સમુદાયોનાં સ્વ–સહાય જૂથોને આ જગા આપવી.

૪. પ્રત્યેક મોટા વ્યાપારી વિસ્તારમાં 'વિશેષ હેતુ વાહન'ની સગવડથી આ સમુદાયોદ્ધારા ઉત્પાદિત ચીજવસ્તુના ખરીદ વેચાણ માટે મદદ આપવી.

### *વિદ્યાર્થી આવાસો અને વૃદ્ધાલયો :*

૧. મિડલ સ્કૂલ અને માધ્યમિક શાળાના સ્તરનું શિક્ષણ લેવા આ સમુદાયોનાં બાળકોને પ્રેરવા વિદ્યાર્થી આવાસો ઉભા કરવા. એ સિવાય વિશેષ નિવાસી શાળાઓ સ્થાપવાનું વિચારીને તેવી શાળાઓ ઊભી કરવી.

૨. આ સમુદાયનાં વૃદ્ધો માટે ખાસ વૃદ્ધાલયોની વ્યવસ્થા કરવી.

૩. આ સમુદાયો માટે નિવાસ અને તેની બાંધકામ યોજના ઝડપથી વિચારવી

અને અમલમાં મુકવી.

***આરોગ્ય :***

૧. આ સમુદાયો અને તેમનાં પશુપક્ષીઓ માટે સંયુક્ત પોષણ અને આરોગ્યની યોજના ઘડવી, અને સમય બધ્ધ રીતે એને અમલમાં મૂકવી, જેમાં

- રોગપ્રતિકારક રસીકરણ માટે મોબાઈલ એકમો શરૂ કરવાં.
- સગર્ભા માતાઓને પોષક આહાર, પ્રસૂતિ પછી માતા-બાળકને એક વર્ષ સુધી પોષક આહાર અને બાલિકા માટે ત્રણ વર્ષ સુધી પોષક આહાર આપવો.
- કેન્દ્ર અને રાજય સરકારની હોસ્પિટલ્સમાં નિઃશુલ્ક દાક્તરી સારવાર આપવી.
- આ સમુદાયોનાં કુટુંબો અને તેમનાં પશુપક્ષીઓને દાક્તરી વિમા યોજના હેઠળ આવરી લેવાં. આવા વિમા માટે કેન્દ્ર સરકાર પ્રિમીયમ ભરશે.

૨. વિમુક્ત-વિચરતી જનજાતિ માટે સૂચિત જિલ્લા વિકાસ સત્તામંડળને આ સમગ્ર સ્વાસ્થ્ય કાર્યક્રમની જવાબદારી સોંપાશે. આ સ્વાસ્થ્ય સવલતો આ સમુદાયોના કે તેમનાં પશુપક્ષીઓને આપવાથી વંચિત કરનાર સામે સૂચિત એટ્રોસીટી એક્ટની સજાની કાર્યવાહી થશે.

***શિક્ષણ :***

૧. આ સમુદાયોનાં બાળકો માટે પ્રાથમિકથી લઈ ઊચ્ચ શિક્ષણ સુધી વિશેષ શિષ્યવૃત્તિઓ અને બુક બેન્ક શરૂ કરવામાં આવે.

૨. આ સમુદાયોમાં બાળકોને જે તે પ્રકારનું શિક્ષણ આપવા શિક્ષણની સંસ્થાઓનું પ્રમાણ પૂરતું હોવું જોઈશે.

૩. બીજા લોકો સાથે તેઓના શિક્ષણને બરાબરીનું કરવા માટે ખાસ પગલાં લેવા.

૪. તેમના રહેઠાણનાં સ્થળોએ તેમજ તેમના સ્થળાંતરના સમગ્ર માર્ગ–વિસ્તારને આવરી લેતી મોબાઈલ શાળાઓ શરૂ કરવી.

૫. શાળા એ તેમનું નામાંકન વધારવા, પોષણક્ષમ આહાર આપવા મધ્યાહ્ન ભોજન યોજના શરૂ કરવી.

૬. આ સમુદાયનાં બાળકો માટે નિવાસી શાળાઓ શરૂ કરવી, તેમની સાથે ખરાબ વર્તન કે શોષણ ન થાય તેમાટે ખાસ કાળજી લેવી.

૭. આ સમુદાયો માટે ખાસ વ્યાવસાયિક તાલીમ કાર્યક્રમો શરૂ કરવા. પોલીટિકનીક, કૃષિ–તાલીમ કેન્દ્રો, અને હુન્નર ઉદ્યોગ માટે કાર્યશાળાઓ શરૂ કરવી.

૮. તેમના બાળકો માટે પાઠ્યપુસ્તકો, સંદર્ભ પુસ્તકો, પૂરક વાચન સામગ્રી આ સમુદાયોની ભાષામાં પારિભાષિક શબ્દકોષો તૈયાર કરવામાં આવે.

***વિમુક્ત જનજાતિ રાષ્ટ્રીય આયોગ :***

'વિમુક્ત અને ઘુમન્તુ જનજાતિ રાષ્ટ્રીય આયોગ' એ નામનું એક કાયમી રાષ્ટ્રીય આયોગ રચવામાં આવે. અધ્યક્ષ, ઉપાધ્યક્ષ અને એક મહિલા સભ્ય સહિત કુલ ત્રણ સભ્યો નિમવામાં આવે. આ આયોગનો કાર્યક્રમ ત્રણ વર્ષનો રહેશે.

***આયોગનાં ફરજો અને કાર્યો :***

૧. આ આયોગ આ સમુદાયના હક્કો, અધિકારોના હનન અને વારસાગત હક્કોના નકારની તપાસ, નિયંત્રણ અને મૂલ્યાંકન કરશે.

૨. આવા અધિકારના હનન, બંધારણીય અધિકાર અને

વારસાગત હક્કોથી વંચીત રખાયલા ખાસ કિસ્સાઓમાં તપાસ કરશે.

૩. આ જનજાતિઓને લગતી આર્થિક, સામાજિક વિકાસ યોજનાઓની બાબતોમાં ભાગ લેવો, તેમાં સલાહ આપવી અને તેઓના વિકાસનું મૂલ્યાંકન કરવું.

૪. આ સમુદાયો માટે સુરક્ષા–સલામતિ ઉપાયો અંગે વાર્ષિક કે ઊચિત લાગે તે રીતે રાષ્ટ્રપતીને અહેવાલ આપવા.

૫. આ સમુદાયોના વારસાગત હક્કો અને બંધારણીય અધિકારો માટે, તેમના વિકાસ અને સક્ષમ આજીવિકા માટે, અત્યાચારથી વિસ્થાપિત આવા સમુદાયોનાં રાહત અને પુનઃસ્થાપનની અસરકારકતા વધારવા, તેઓના માનવીય ગૌરવ, હક્કોની સુરક્ષા માટે ચૂંટણી સંબંધી હક્કો અને મોબાઈલ વોટિંગ કાર્ડઝ માટે આ સૂચિત આયોગ કાર્ય કરશે.

૬. વિમુક્ત વિચરતી જનજાતિઓ સંબંધે આવતાં બીજાં કાર્યો, પાર્લામેન્ટે ઘડેલા કાનૂન અનુસાર, રાષ્ટ્રપતિ નક્કી કરે તેવી કામગિરી બજાવશે.

વિમુક્ત વિચરતી જનજાતિઓનાં રક્ષણ, કલ્યાણ અને વિકાસ–પ્રગતિ માટે આયોગ નીચે દર્શાવેલાં બીજાં કાર્યો પણ કરશે.

૧. ગૌચર અને ખનીજ સંસાધનો, જળસંસાધનો વિ.માં કાનૂની રીતે વિમુક્ત વિચરતી જનજાતિઓને અધિકાર અને વારસાગત હક્કોની સુરક્ષા માટે કરવાના ઉપાયો કરવા.

૨. વિચરતી અને અર્ધ–વિચરતી જનજાતિઓના વિકાસ માટે પગલાં લેવાં અને સક્ષમ આજીવિકા માટે વ્યુહરચના કરવી.

૩. અત્યાચારથી વિસ્થાપિત વિમુકત વિચરતી અને અર્ધ–

વિચરતી જનજાતિને રાહત અને પુનઃસ્થાપનના કાર્યની અસરકારકતા વધારવા પગલાં લેવાં.

૪. વિમુકત, વિચરતી, અર્ધ–વિચરતી જનજાતિઓના માનવાધિકાર અને ગૌરવની સુરક્ષા સુનિશ્ચિત કરવા પગલાં લેવા.

૫. વિચરતી અને અર્ધ–વિચરતી જનજાતિઓને ચૂંટણી સંબંધી અધિકારો અને મોબાઈલ વોટીંગ કાર્ડઝ આપવા પગલાં લેવા.

***આયોગની સત્તાઓ :***

દિવાની કોર્ટની જેમ આ પ્રસ્તાવિત આયોગ કાર્ય કરશે.

વિમુક્ત અને વિચરતી જનજાતિઓને અસરકર્તા, મોટી નીતિ વિષયક બાબતોમાં કેન્દ્ર અને રાજય સરકારો આ આયોગ સાથે પરામર્શ કરશે.

***નિયમન :***

બંધારણે આપેલ સુરક્ષા ઉપાયોના અમલ, કામગિરી વિશે આયોગ નીચે પ્રમાણે નીયમન કરશે.

- વિમુક્ત–વિચરતી જનજાતિ સંબંધે, ભારતીય બંધારણની કલમ ૨૪ અનુસાર બાળમજૂરી રોકવી
- કલમ ૧૫(૪) પ્રમાણે શૈક્ષણિક સંસ્થાઓમાં બેઠકો અનામત રાખવાની જોગવાઈને વિમુકત વિચરતી જનજાતિઓની બાબતે પળાવવા માટે
- કલમ ૨૭૪ હેઠળ આર્થિક સુરક્ષા ઊપાયો અને પાંચમી તેમજ છટ્ઠી અનુસૂચિના અમલ, તેમજ આદિવાસી વિસ્તારોમાં અને વિશેષ ઘુમન્તુ વિસ્તારોમાં વહીવટી સ્તરની સુધારણા બાબતે

- કલમ ૨૯(૧) પ્રમાણે આ સમુદાયોને અલગ પાડતી ભાષા, લિપિ અને સંસ્કૃતિને રક્ષવી
- નિમણૂંકો, હોદ્દાઓ પર વિમુક્ત, વિચરતી અને અર્ધ-વિચરતી જનજાતિઓનું કલમ ૧૬(૪), ૧૬(૪એ), ૧૬(૪બી) અને ૩૩૫ પ્રમાણે પૂરતું પ્રતિનિધિત્વ આપવું.

***વિવિધ કાનૂનોના અમલ :***

જેવા કે

- અનુસૂચિત જાતિ, અનુસૂચિત જનજાતિ પર (અત્યાચાર રોક) ૧૯૭૯ ધારો અને પ્રસ્તાવિત વિમુક્ત વિચરતી અને અર્ધ-વિચરતી જનજાતિ પરના અત્યાચાર રોકવાનો ધારો
- બંધુઆ (વેઠીયા) મજૂર પદ્ધતિ (નાબૂદી) ધારો, ૧૯૭૬ ને વિમુક્ત વિચરતી જનજાતિઓ સંદર્ભે અમલ
- બાળમજૂરી નાબૂદી અને નિયંત્રણ ધારો, ૧૯૮૬ નો વિમુક્ત વિચરતી, અર્ધ વિચરતી જનજાતિઓ સંદર્ભે અમલ
- વિમુક્ત, વિચરતી જનજાતિઓની જમીનો લઈ લેવાય હોય ત્યારે તેને પરત અપાવવા અંગેના રાજ્ય કાનૂનો અને નિયમોનો અમલ
- વન સંરક્ષણ ધારો, ૧૯૮૦ ને ગોપ અને અર્ધ-વિચરતી જનજાતિઓ સંદર્ભે અમલ
- પંચાયત (અનુસૂચિત વિસ્તાર) ધારો ૧૯૮૬ નો અમલ
- વિમુક્ત, વિચરતી જનજાતિઓ બાબતે લઘુત્તમ વેતન ધારો, ૧૯૪૮ નો અમલ

## વિમુકત-વિચરતી-અર્ધ વિચરતી જનજાતિઓ માટેના ટેકનીકલ સલાહકાર જૂથ-૨૦૦૬ ના સભ્યો

ડૉ. રુડોલ્ફ હેરેડિયા

ડૉ. મીના રાધાકિષ્ણન

ડૉ. અજય દાંડેકર

ડૉ. કે. એમ. મૈત્રી

શ્રી મોહંમદ અસ્લમ

પ્રા. કાનજી પટેલ

ડૉ.જી.એન. દેવી